ૐ

# દિન-દુહિતા,

મરાઠી.

નૌકારૂપી નામ હરિનું ભવસાગરને તરવા,
આવી અકારથ નહિ ગુમાવો ભક્તિભંડાર ભરવા;
દેહ મનુષ્ય ધરી તે નહિ મલશે ફરી ફરી.

---

કર્તા:-પાઠક. બદરપુરવાળા.

પ્રસિદ્ધ કર્તા
કેશવલાલ સોમાલાલ શાહ હળદરવાસવાળા
અંબાલાલ છગનલાલ શાહ સુતરીઆ
તથા
માણેકલાલ દ્વારકાંદાસ શાહ બદરપુરવાળા.
મુ. હલદરવાસ-વાયા મહેમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત. ૧૦૦૦.
સને ૧૯૧૯. સંવત ૧૯૭૫-જેઠ શુકલપક્ષ.

કીંમત રૂ. ૦-૧-૬.

॥ ૐ ॥

# પ્રસ્તાવના.



ચડતી અને પડતી, ઉદય અને અસ્ત, સુખ અને દુઃખ, પાપ ને પુન્ય, રાય અને રંક, જ્ઞાની અને અજ્ઞાની, આવે અને જાય એ સૃષ્ટીક્રમ થયા કરે છે, તેમાં વાંચકવૃંદ જો કે તું પુરૂષ હો કિંવા સ્ત્રી હો, સાક્ષર હો, યા કવિ હો, વકતા હો યા લેખક હો, અગર ગમે તે સ્થિતિમાં હોય તોપણ આશાઓમાં નિરાશા પણ હોય છે, છતાં રાત્રિના ઘોર અંધકાર પછી સુર્યના તેજોમય પ્રકાશિત કિરણોનો દેખાવ, તારા જોવામાં આવતો હોય તો તું નિરાશ થઇશ નહિ, કારણ જે આપત્તિના વખતમાંજ સુખનાં બીજ રોપાય છે, એ વ્યકિતને યાદ કરી આ લઘુ પુસ્તક પ્રિય વાંચક આગળ રજુ કરૂં છું. તે વાંચવામાં જો કે શ્રમ લેવોજ પડશે, પણ તેમાંથી તને દોષિને પાત્ર જણાય તેનરફ લક્ષ નહિ આપતાં સાહક વસ્તુને ગ્રહણ કરવા ચુકશ નહિ તોજ હિંદનો ઉદય છે. અસ્તુ.

આ લઘુ પુસ્તકને લેખી પ્રસ્તાવનાની જરૂરજ નથી એજ.

સંવત ૧૯૭૫

જેઠ સુકલપક્ષ ૫.

લેખક,

કવિ. એમ. પાઠક. બદરપુરવાળા.

દા. કેશવ. તથા એ. સી. સુતરીઆ.

## રાગ માડ (ડસ્યો ઝેરી આ મુને સાપરે, નથી બેલી મારૂ કોઇ)

શાને માટે મન સોસાયરે, સઊ સારૂ તો થશે
કેશવની કરૂણા વિના, બીના નહી બદલાય–
શર્ણું જાતાં શ્રીહરીકેરા, લખ્યુ ન મીથ્યા થાયરે સઊ શાને.

વધઘટ વેંત ન હાથ વિધિના, અંકનો ટંક ન થાય–
લાભને હાની તે પુર્વની કરણી, આવે ને વળી જાયરે. સઊ શાને.

લલનાઓ રોસ્યો નહી, ધીરજ ધારો મન–
સોક તજો તમે સુંદરી, સખ્ય મેળવશો તનરે. સઊ શાને.

માનો છાયા સુખની. દુઃખ પાછળ દેખાય–
લાખ કરો ઉપાય તમે પણ, થવા લખ્યુ તે થાયરે. સઊ શાને.

લજ્યા તારી રાખશેરે, અનાથનો જે નાથ–
મુકયુ રખડતુ રાનમાં, તેનો થશે તુજ સાથ. સઊ શાને

હસ્તુ રમતુ તે હશે, તીર સરોવર પાર–
લઈ ગયુ કોઇ હશે તારૂ, તર્તનું જનમ્યુ બાળરે. સઊ શાને.

ધરજે ધિરજ ઊરમાં, મલશે કોઇક વાર–
રણ રેતીમાં મુકીગો તે, રખડે રાજકુમારરે. સઊ શાને

વારા ફરતી છાયછે, આવે તેવી જાય–
સમજી રહેવુ સદા દીલમાં, લખ્યુ ન મીથ્યા થાયરે. સઊ શાને

"એમ. પાઠક"
દા. કેશવ.

**આ રાગ નાટકી ઝડપનો છે તે જુદા જુદા ઢાળમાં ગવાય છે.**

શામ પુરણ કામ કૃષ્ણલાલ નંદના, લાલનંદના કરૂ હું વંદના. શામ.

અંતરમાં આશ ધરી, દેવકીને પરહરી (૨)
બાળલીલા ખુબ તમે અંતથી કરી. શામ.

લાખા ગ્રહમાં લાહ્ય લાગી. પાંન્ડવોની ભીડ ભાગી (૨)
લઇએ માગી નાથ તારી પાસથી અમે. શામ.

છળ કરી છાના ગયા, ગોકુળ નીવાસી થયા (૨)
ગહન ગતી કરી, મયા નંદપે તમે. શામ.

નગર નિવાસી જન, દેએ તન મન ધન (૨)
સુખ પામ્યા સર્વ જન, સેવા સુમતી. શામ.

તમે તેવાં કામ કીધાં, દધી તણાં દાણ લીધાં (૨)
રીસ ધરી વધ કીધા, અસુરો અતી. શામ.

યાદ કરૂ હું અલ્પ મતી, સ્હાય થા તુ વિશ્વપતિ (૨)
મુજ મતી અલ્પ દીન, દાદ ધારી એ શામ.

હરણુ પાપ શ્રીહરી, દીલમાં હે દયા ધરી (૨)
વારંવાર વંદના—અમો ઊચારીએ. શામ.

"એમ પાઠક"

દ. અં. છ. સુતરીયા. મુ. હલદરવાસ.

## ભુજંગી છંદ.

અરે ઓ વિયોગી વડાવીર મારા, કઇ પેર મેળાપ થાશે તમારા;
ન આવે કશી વાતનો ઉર આરો, સદા શાન્તિ પામો જીવાત્મા તમારો.

ભલે છો ગયા સ્વર્ગમાં સુખ સારૂં, પછી ના ધર્યું શું થશે જેહ મારૂં;
તરી સિંધુ સોધી લીધો છે કિનારો, સદા શાન્તિ પામો જીવાત્મા તમારો.

હતો હું સદાનો વિદેશે વસેલો, નથી કામકાજે જરીએ કસેલો;
લઘુભ્રાત રૂએ અતીસેસ મારો, સદા શાન્તિ પામો જીવાત્મા તમારો.

અમો હિનભાગી અરે પ્લેગ આવ્યો, અમારો અમુલખ હીરો ગુમાવ્યો;
કહો કેમ લાગે નહિ દુઃખ ભારો, સદા શાન્તિ પામો જીવાત્મા તમારો.

વિસારી હમોને હવે વીર વારૂ, હરી હેતમાં ચિત જોડી તમારૂં;
દેજો દીન પોકાર એ છે હમારો, સદા શાન્તિ પામો જીવાત્મા તમારો.

"એમ. પાઠક."

દિનદુહિતા
મલવાનું ઠેકાણું
પ્રસિદ્ધ કર્ત્તાઓ
પાસેથી.

લી૦
અંબાલાલ છગનદાસ સુતરીયા.

॥ ૐ શાન્તિઃ ॥



ॐ

**સ્વદેશ એ અમારી પ્રિય વસ્તુ**

**અને**

**જગત મારૂં કુટુંબ છે.**

# દીન-દુહિતા.



પ્રિય વાંચક ! સમય કાળે કરી મેરૂ સાગર વિગેરે ચલાયમાન થાય છે પરંતુ માહાન પુરૂષનું વાકય કદી પણ ચલાયમાન થતું નથી. જેથી કરી અનુમાન કરી કહું છું કે હિંદ પર પણ માહાન પુરૂષનું વાકય થએલું હોવું જોઈએ; જેથી કરી મારા જેવી હજારો અનાથ બાળાઓ પિડાને પાત્ર દુ:ખ દેવીનું ભક્ષ થઇ ગયેલું છે. હું એક સાચોરા બ્રાહ્મણની દીકરી છું. મારી ઉમર તેર વરસની છે છતાં સ્થિતી તરફ લક્ષ આપશો.

**कोकिला नाम स्वरो रुपमं स्त्रीणा रुपंम पतिवृतमं ।**
**विद्या रुपंम पुरुसाणामं क्षमा रुपंम तपस्वि नामं ॥**

કોકીલાનું સ્વરૂપ કંઠ વીશે, સ્ત્રીનું રૂપ પતીવ્રતમાં સમાએલું છે. પુરૂષનું રૂપ વિદ્યા વડે અને તપસ્વીનું રૂપ ક્ષમા વડેજ છે; પરંતુ શું કરૂં છેક લાચાર છું અરેરે આવા વકતા સુજ્ઞ સમાજો હિંદ છોડીને કયાં ગયા.

**લલિત**

હાલજ હિંદના, હાય શું થયા, જરી કો દિલમાં, દેખોને દયા,
સજન શોભતા, હિંદમાં હતા, અરેરે તે બધા, કયાં રહ્યા જતા.

બ્રહ્મતેજ તો, સેહેજમાં ગયું, કરમ જે કરે, જાય ના કહ્યું,
કાયર સર્વ જો, ક્ષત્રિઓ થયા, વૈસ્ય વિષે જરી દેખુના દયા.

ક્ષુદ્ર સુઇ ગયા, સેવા ના કરી, કારણ તે હશે, કોપ્યા શ્રીહરી,
કલિયુગ વિષે, થાય છે ખરે, કેરજ કારમો દૃહિતા પરે.

માતજ તાતની, વાત માહરી, સજ્જન સાંભળો, ચિત દઇ જરી,
વિતેલી વેદના, પારકી નથી, વિદીત વારતા, આજ કહુ કથી.

પાઠક પ્રેમની, પુત્રી જે હતી, અરેરે તે પરે, દુષ્ટ થઇ મતિ,
દેખુ નહિ જરી, દિલમાં દયા, હાલ આ હિંદના, હાય શું થયા.

## છપ્પો.

સુતાનું ન તાકે સુખ, નહિ પિતા તે પાપી,
સ્વાર્થ સાધીને આપ, માપ વિના દે માપી;
સાઠ વરસનો ઠાઠ, આઠ મારાં મહિલે જો,
હોય જો મારો વાંક શિખામણ સહુકો દેજો.
પણ મુજ પાપિ પીતાને ત્રણો, પૈસા કેરો પ્યાર છે.
નામ ઠામ જણાવું પણ, પાઠક કહે છે વાર છે.

**नहि विद्या समं दानं न तिथि द्वादशि समा:**
**न गायत्रि परो मंत्रो न मातु दैवतं पर:**

વિદ્યા સમાન બીજુ દાન નથી, દ્વાદશી સમાન તીથી નથી, ગાયત્રી સમાન મંત્ર નથી અને માતા જેવું દૈવત બીજા કોઇનામાં પણ નથી છતાં મારાં માત પિતાની નીંદા કરવાનો સમય આવ્યો, શું કરૂં લાચાર છું ! કરેલા કૃતનુંજ ફળ **कृतघ्नो धर्म संग्रह** અવસ્ય ધર્મનું રક્ષણ કરો.

પ્રિય વાંચક આપને મારી અરજી આપુ છું.

## સાંભળને તું સજની મારી—એ રાગ.

સુણજો સર્વે સુજ્ઞ સમાજો, આર્ય ભુમિ હિતકારીજી,
આપ કને હું સત્ય કહુંછું અથ ઇતિ આ મારી—અરજી લેજોજી.
દુહિતા હું દ્વિજ તણીછું પિતા દીન છે મારોજી,
અથ ઇતિ આ સુણી હમારી દયા દીલમાં ધારો. ॥ અરજી ॥
સાસરી પીએર એક સરીખાં બીજું હું નવ જાણુંજી,
કરણી મારી પુર્વ તણીતે આવી રહ્યો આ ટાણું ॥ અરજી ॥
વીવા વીતે વર્ષ બે વીત્યાં, હૈએ હોળી સળગેજી,
કહેતાં મુજને શરમ આવે છે આ કોણને કંથેર વળગે ॥ અરજી ॥
સૈયર મારી હાંસી કરે છે, સૌકો કહે છે ખોટુજી,
ખોટી પણ ના છાજવા દીધુ આવ્યું દુઃખજ મોટુ ॥ અરજી ॥
વૃદ્ધના કોટે વેલ વળગાડી દયા દીલ નવ ધારીજી,
પુર પૈસાથી પીતા ભુલ્યા, ગત જનેતા મારી ॥ અરજી ॥
વાંચીને વીવેકી વીરા આશા અંતર ધરશોજી,
પાઠક કહે છે પ્રેમ ધરીને આવું કોઇ ન કરશો ॥ અરજી ॥
વિધાતા વેરણજ મારી અવળા લેખજ કાપ્યાજી,
પીતા મારા પુરણ શત્રુ ક્યાંથી શોધી લાવ્યા ॥ દુઃખના દાહાડાજી ॥
સીતેર સાલે શોભા સારી, મંડપ રચના કીધીજી,
વૃદ્ધ માતાએ સમજાવીને, નીજ ખોળામાં લીધી. ॥ દુઃખના ॥
મુજ જનેતા ક્યાં જઇ બેઠી, પેહી હું પર પડાંમજી,
તે પાપીએ કહાડી આપી, નાખવા ઊંડી ભડખે. ॥ દુઃખના ॥
દુઃખ દુહિતા દિલ ના ધારે, ત્યારે તે પીતા શાનોજી,
આ ભવ નહિ પણ પુર્વ તણો તે, સાચો શત્રુ માનો. ॥ દુઃખના ॥
જરથી જુવો જગત સર્વે, ભવિષ્ય મોટુ ભાખેજી,
સ્વાર્થ સાધે પોતા તણો તે, પુત્રી કુવામાં નાખે. ॥ દુઃખના ॥

દુઃખના દાહાડા દૈવે દેખાડયા, કરમ કઠોરાં કાવ્યાંજી,
સોક તણો સ્વર ગગને ગાજે, દુઃખનાં વાદળ આવ્યાં. ॥ દુઃખના ॥
સાગર સાતે શોક ભરેલા, દુનિઆં દુઃખમાંય દેખુજી,
મુજ કથન કુ કર્ણુ ના ધારે, હું પ્રેમી ના પેખુ. ॥ દુઃખના ॥
નાનાં મોટાં સહુ કહેતાંતાં, શત્રુ શોધી લાવ્યાજી,
પાઠક કહે છે પરવશ બાળા, અચાનક આવ્યા, ॥ દુઃખના ॥

   

ના દેખશો નિજ બાપની, સજજન કોઇ આ ઘડી,
જાણજો સહુ જરૂર આ, સોક સાગરમાં પડી;
સાતે નિધિ સાથમાં હું અતિ મન મુઝાવું છું,
જાણજો સહુ જરૂર હું, સાગર બુડી જાઉં છું.

**માઢ.**

ગતિ કર્મની ન્યારી, જુવો વિચારી, સ્થિતિ મારી આજ,
સ્થિતિ મારી ઉરમાં, ઉતારી લ્યો આપ;
નાની વયમાં હું નીવડી છું, પુર્વ તણાં લઇ પાપરે. ગતિ.
વર્ષ તેરની નારૂણી, સ્વામી વર્ષે સાઠ,
પિતા પાકો શત્રુ થયો તે, પાપી પેટને માટરે. ગતિ.
જર દેખી મુનિવર ચરે, જર વસ છે જગ જાણ,
જર જીવણ છે જામ તણું, જરપણ લે છે પ્રાણ રે. ગતિ.
દુઃખજ દુહિતા શીરે, દેખુ ઠારો ઠાર,
જોતાં જન છે ઘણા, એવા હિંદ મોઝારરે. ગતિ.
વિક્રય કન્યાનો કરે, ભરે પોતાનું ધામ,
સાહેબ લે છે છીનવી, રાખે ઠામનો ઠામરે. ગતિ.
કન્યાવાળા કોટપતિ, ફરતા થઇ મન સુખ;
પાઠક કહે છે પ્રેમથી, ભીજળુ એટલુ દુખરે. ગતિ.

## ( સાંભળને તું સજની મારી ) એ રાગ

ઊચકી લીધી મુજ મામાએ, ખુબ ભરાઇ રીસેજી;
મરકટ કોટે હાર અમુલખ, એવુ સહુને દીસે. ॥ માંયરા વીસેજી.
કન્યા રૂએ સહુકો જુએ, નાસી જાવુ ધારેજી;
પીતા મામા પાસે ઊભેલા, તુરત તમાચો મારે. ॥ માંયરા ॥
જોવા સારૂ સહુ કોઇ આવ્યા, બાળ યૌવન વૃદ્ધ નારીજી;
કહેતાં હતાં સહુકો નીજ મનમાં, દુઃખી થાશે બીચારી. ॥ માંયરા ॥
મોતીચારો હંસ તણો તે, હાથ પડયો કાગ હાથેજી.
એવા વિચારો ઉરમાં ધારી, કહેતા હતા એક સાથે. ॥ માંયરા ॥
મનમાંરે મુઝાય સહુકો, ગાળો પીતાને દેતાંજી;
આ વીવાથી વિધવા સારાં, એવું કોઇજન કહેતાં. ॥ માંયરા ॥
સુકન એવા સહુ સુચવે છે, ફરકે છે લોચન મારૂજી;
ઊપાય એક નહી હોવાથી, પાછુ મનને વારૂ. ॥ માંયરા ॥
આ દાનથી સૌકો દુર રહેવા, લેજો ઊરમાં વારીજી;
સુખી કરજો નીજ સુતાને, વિનંતી એ છે મારી. ॥ માંયરા )

## ( મને ભુલી ગયો છે ) એ રાગ.

મને દાજ્યા ઉપર લાગ્યો ડામ છે રે,
નથી માણ્યું સંસાર કેરૂ સુખ મારા રાજ ॥ મને ॥
હુંતો પરણી પરોણી થઇ નથીરે,
નથી જોયું સંસારનું ધામ મારા રાજ. ॥ મને ॥
મધ્ય દરીએ ભાગ્યુ મારૂ નાવડુરે,
ઝુંડ ઝાલે આવી તતકાળ મારા રાજ ॥ મને ॥
મેંતો પરણ્યા પતીને પ્રીછયો નહીરે,
નથી જોયુ જનનું ગામ મારા રાજ. ॥ મને ॥

દૈવ રૂઠયો ત્યાં દુનિઆં શું કરેરે,
નથી અવર કોનો ઉપાય મારા રાજ; ॥ મને ॥
મુજ સ્વામી તો સ્વર્ગે સિધાવીઆરે,
કોણ કરશે મારી સાહાય મારા રાજ ॥ મને ॥
નથી મંત્ર તંત્ર જાદુ ચાલતારે,
નથી કામ થતુ દીધે ધુપ મારા રાજ ॥ મને ॥
મને બાંધી રૂંધી પાપી લેઇ ગયારે,
નાંખી આંખો બાંધી કુપ મારા રાજ ॥ મને ॥
હવે વાંક કાઢે છે મારા કર્મનોરે,
કર્યું નીજ હાથે છે કામ મારા રાજ ॥ મને ॥
કહે છે પાઠક વીતેલી વેદનારે,
થજ્ઞ એલી બાળા કેરા રામ મારા રાજ ॥ મને ॥

(ગાડી આવી ગુજરાત અગન કેરી ગાડીરે આવી) એ રાગ

આવ્યા છે દુ:ખના દીન, સખી મુજ શીર આવ્યા છે
થયું જળ વીનાનું મીન, સખી મુજ શીર આવ્યા છે.

સાખી.

હંસા વીના તન વળી, જળ વીનાનું મીન
તેવા જાણો હે સખી, આવ્યા છે મારે દીન. સખી. ૧
દેવ વીના મંદીર અને, પીંજર પોપટ નહી;
એમજ નહી બંધવવીના, તેવી સ્થિતી આ મારી થઈ ॥ સખી ॥ ૨
જળ વીનાની વેલડી, પુત્ર વીનાની માય,
સ્વામી વીનાની સુંદરી કદી સુખી નહી કહેવાય ॥ સખી ॥ ૩
નીર વીના શરીતા વળી, આંખે અંધો હોય
ચંદ્ર વીનાની ઝામની, તેને સારી કહે નહી કોય ॥ સખી ॥ ૪

દાંત વીના ડાચુ અને, નાક વીનાનું તન
રૂપે અતી રૂડો નહી, તેની હાંસી કરે સહુ જન ॥ સખી ॥ ૫
અન્ન વીનાનું માનવી, જળ વીના જળ રૂપ
સ્વામી વીનાની સુંદરી, જાણો ઢળી પડેલી કુપ ॥ સખી ॥ ૬
સુરા કર સમશેર નહી, નહી ધરવાજ ઢાલ
શત્રુ સમીપે આવીઓ, જાણો નીશ્ચે થવાનો કાળ ॥ સખી ॥ ૭
ઇમારત ઊંચી ચણી, પ્રેમે ન પુર્યો વાસ.
તેવામાં તુટી પડી, હું તો થઇને બેઠી નીરાશ. ॥ સખી ॥ ૮
પરણ્યાને પોંછ્યો નહી, નહી સસુરનું ધામ
જોયુ ને થઇ વિધવા, લાગ્યો દાઝેલા ઉપર ડામ. ॥ સખી ॥ ૯

## ( સ્વામી શરીર સોસાઇ ગયુ. ) એ રાગ.

સખી—છાની રહે હવે ઓ સખી, થવા લખ્યુ તે થાય
લખ્યું મીથ્યા થાશે નહી, રંક હશે કે રાય. છાની.
દુહિતા—કેમ જશે દીન માહ્યરા, દીલમાં દુ:ખ થાય
મન મુંઝાણી છુ અતી, કોણે કહ્યુ નવ જાય કેમ જશે.
સખી—સુખ દુ;ખ સહુ કોને શીર છે, સાચી માનજે વાત
અનેક છે એવા દાખલા, નારી તજી ગયા નાથ છાની.
દુહિતા—દુ:ખનાં વાદળ આવીઆં, સખી જો મુજ શીર
માતુ મરી ગઇ માહરી, દેશે કોણજ ધીર કેમ જશે.
સખી—ધીરજ ધારીને દીલમાં, લેવું ઇશ્વર નામ
પરથમ પહેલાં વીચારવુ, કરવુ પછીથી કામ છાની.
દુહિતા—બાળક બુદ્ધી છે માયરી. દેખીતો કળી કાળ
હાય હવે મારૂં શું થશે, લેશે કોણ સંભાળ. કેમ જશે.

## લલિત.

સ્વામી સીધાવીઆ, સ્વર્ગ માંયરે, દુઃખદ વાદળુ આપી આ મને.
શું થયું અરે શું હવે થશે, દીવસ માહયરા કેમરે જશે.
વાતજ માહરી કોને જઈ કહુ, કોની પાસમાં ક્યાં જઈ રહુ.
જરૂર પ્રાણની હાની તો થશે, દીવસ માહરા કેમરે જશે
અરરર હે પ્રભુ કેર શો કર્યો, મુજ પરે અતી ક્રોધ શું ધર્યો
મરણ માછલી જળ વિના થશે, દીવસ માહરા કેમરે જશે
દુઃખનાધી બન્યું દીલ માયરૂં, નથી કસો હશે જીવ તાહરૂં
મુજ લલાટમાં શું લખ્યું હશે, દીવસ માહરા કેમરે જશે
કહું કોને હવે માહરી બીના, આશરો છે નહી શ્રી હરી વીના
શું થયુ અને શું થશે હવે, દીવસ માયરા કેમરે જશે

## સાંભળને તું સજની

વૃદ્ધ માતાને પીતા જે મારાં, લેતાં નથી અમવારીજી
શું વરશે વલોપાત કરેથી, હાથે કરીને મારી. કળીયુગ આવ્યોજી
કળીયુગ કેરો કેરજ ભારી, ધરધર દેખુ ફરતાજી
દુહિતા શીર દુઃખજ દેતાં, જરી વીચાર નવ કરતા ॥ કળીયુગ ॥
દુનીઆ માંહે સહુથી મોટું, દુહિતાને દુઃખ ધારોજી
અરેરે હવે કેમ કરી જાશે, જન્મારો આ મારો. ॥ કળીયુગ ॥
સ્નેહ ધરીને સજનકો સાથે, આ શું ઉભી રહે છે જી,
સબંધી મુજ સાચો હશે પણ, લોકો મુને શું કહે છે. ॥ કળીયુગ ॥
કેમ કરી જાશે દીન દુઃખના, ઝુંડ થકી જળ ફરવુજી,
દેખીને પછી દાઝવુ દીલે, એથી ભલુ છે મરવુ. ॥ કળીયુગ ॥
કાકા કુટુંબી કોઇ નથી મારે, મોસાળે નવવા સુજી,
સાસરી ભાસે સુળી સમાણે નથી નણંદ કે સાસુ ॥ કળીયુગ ॥

કોણુજ કહે છે આ કામ ન કરશોરે, સદા મુજ પાસેજી,
તેવું નથી ત્રીલોકની માંહે, હાય હવે શું થાશે. ॥ કળીયુગ ॥
પીએરીઆમાં પાડોશી ખોટાં, મોશાળે દુઃખ મોટુજી,
સાસરીઆમાં શત્રુ છે મારો, કહે છે મને ખોટુ ખોટુ. ॥ કળીયુગ ॥
હાથે કરી કુવામાં નાખી, કહે છે કર્મજ તારૂજી,
અવર દોષ કાહાડે છે મારો, હાય થશે શું મારૂ. ॥ કળીયુગ ॥
સાંભળજો સર્વે સુજ્ઞ સમાજો, બાળ લગ્નની બીનાજી,
આશરો નથી આ અવનીમાં મારે હવે હરી વીના. ॥ કળીયુગ ॥

## ( વૈદરભી વનમાં વલ વલે–એ રાગ. )

સીરે થશે વલે માહરી, એરે દીન દયાળ,
નોધારી કરી મુજને, પાડી પેટમાં ફાળ. ॥ સીરે ॥
રખડતી રણમાં કરી, ગયા તજીને નાથ,
નીર ઝરે મુજ નેત્રમાં, દઈ લલાટે હાથ. ॥ સીરે ॥
દુખ દાવાનળ આવીયું, ઓરે માત પીતાય,
હિમ્મત રહે ના હવે, કરૂ કોણ ઉપાય. ॥ સીરે ॥
તાત તણી આવક સી, સંકટ સુતાને શીર,
છેક થયા નીરદય અરે, રાખુ કેમ કરી ધીર. ॥ સીરે ॥

### ગઝલ.

દશા બુરી થતાં સુખો, અરે સૌ દુર જાએ છે,
અરે મન ધીર ધારીને, અધીરો કેમ થાએ છે;
થતાં આ સુખ પુરૂ છે, અરેરે દુખનો વારો,
દુઃખીના દીલથી ડરશો, આવે છે સુખનો આરો.
સદા સુખ દુઃખની છાયા, શીરે ફરતી જુઓ રહેછે,
બલીહારી કુદરતની, પ્રેમી આ દાસનો કહે છે.

# અફીણનાં માઠાં પરીણામ.



## આત્મ બોધ. (કાવ્ય)



### રાગ–મનહર છંદ.

અંગથી ઉમંગ ધારી અફીણની વાત ન્યારી,
 કૃષ્ણ રૂપ એનું લ્હોએ કડવો આભાસ છે;
બાળકને ગુણકારી વ્યસનીને એથી ભારી,
 વ્યસનમાં દિન દિન વૃદ્ધિનો વિકાસ છે.
લાભ જોવો નહિ એમાં રોગનું છે મુળ તેહમાં,
 નિતિરીતિ ભીતિ મુકી ક્રોધી કરનાર છે;
લક્ષમાં જો ન લેવાએ ક્રોધથી અધર્મ થાએ,
 વ્યવહારની વાતમાં એ આડે આવનાર છે.
છન્દ જેને પડ્યો એમાં જીવની ખુવારી તેમાં,
 શરીર પીડીત થાએ જ્વર લાવનાર છે;
ગરબડ રહેવાએ નહિ એક દીન જાયે નહિ,
 કદી નહિ મળ્યું તો તો મરવાની વાર છે.
નર, જરથી ખ્વાર વ્યસનોનો એ વ્યવહાર,
 રોગ થાય, દુઃખ વાધે એવા બુરા હાલ છે;
 શીખામણ સારે લેજો કેફથી તો દુર રહેજો,
 કાયાનું કલ્યાણ એમાં શ્રીહરિનું બહાલ છે.

દા. ખ. મિ.

દ. સુતરીઆ શાહ. હુસનરવાસ.

# તમાકુ તથા બીડીથી થતાં નુકશાન.



અનુવાદક:—કેશવલાલ સોમાલાલ શાહ, હલદરવાસ.

પ્રિય વાંચકો ! તમાકુ પીવાથી થતી નુકશાનોનીના ઘણાજ ઉપીયોગી વિષય ઉપર ધ્યાન જતાં આ વિષય જાહેર મુકુ છું. તેથી વાંચી ધ્યાનમાં લેશો.

વ્હાલા વાંચકો ! કોણ બાળક, કોણ વૃદ્ધ આ બુરી લતથી દુર હશે ? જેઓને પોતાના શરીરના, પોતાના પૈસાની અને મનની (બુધ્ધિ) કંઇ પણ અંશે સાચવી રાખવાની જરૂર હશે તેજ પણ બચપણથી તે વીશે જરાપણ સમજણ ન હોવાના સબબે અને બાપ અને બીજા વડીલોની ખોટી ટેવોની નકલ કરવાથીજ નાનાં અને કુમળી વયનાં બચ્ચાંઓ આ બુરી નુકશાન કરતી ટેવના ભોગી થઇ જાય છે. વળી હાલમાં આપણી સુધારાની ફેલાવાયલી પ્રજામાં ગાડરીઆ પ્રવાહની માફક સર્વ કામ કરવાને જે રૂઢી દાખલ થઇ છે તે પણ બહુજ ખાનાખરાબી કરે છે તે પણ આવી ટેવો પડવામાં એક સાધન છે પણ સારૂ હોય તેજ અનુકરણ કરવુ એવી ટેવ પાડવાની જરૂર છે. બીડી પીવાની હાલમાં રૂઢીઓ નજરે પડે છે વળી બીડી વીશેનું વીવેચન કરી બતાવું છું.

બીડી પીનારનું મોં હમેશાં ગંધાય છે અને ઉધરસ, ચાંદી, ક્ષય રોગ અને એવા એવા અનેક રોગ બીડી પીવાથી લાગુ પડે છે. બીડી પીવાથી ચોમાસામાં ઘણા જંતુઓની ખુવારી થાય છે.

---

કારણુ કે બીડીવાળે થોડી મુદ્દત થઇ હોય એટલે સ્વભાવીક તેમાં જીવ પેદા થાય છે અને હિંદુ ધર્મનો મુળ સીદ્ધાંત દરેક જીવને અભયદાન આપવાનો છે તો પછી આ જીવોનો શા માટે નાશ થવો જોઇએ. વળી મોંઢામાંથી ધુમાડો નીકળતાં નાના જીવોનો નાશ થઈ જાય છે. માટે ધર્મના સિદ્ધાંતથી પણુ બીડી નજ પીવી જોઇએ. બીડી પીનારને પૈસાની બહુજ ખુવારી કરવી પડે છે. કારણુ કે કેટલાક ભાઇઓને વાસ્તવિક બીડીની ખાતર આશરે બાર માસે પચીસ રૂપઇઆનું બલીદાન આપવુ પડે છે. જો તે ભાઈ તે રકમ બચાવી તેમના આત્માનું કલ્યાણુ થાય તેવા શુભ ઊપયોગથી ખરચ થાય તો કેટલો ફાયદો થાય. માટે પોતાની ખરી કમાઇના પૈસામાં આગ ન મુકતાં તેનો ઘણોજ સારો ઊપયોગ કરવો જોઇએ. કેટલીક જગ્યાએ બીડીમાં ખારો નંખાય છે અને તેવી બુમ હમેસાં બીડી પીનાર માર્યાજ કરે છે

ગ્રહસ્થો ! ખારો માણુસને કમતાકાત કરે છે. શરીરમાં ખારો જવાથી ઉધરસ, દમ અને ચાંદી પેદા કરે છે. માટે એ રીતે પણુ બીડી નુકસાન કરતા નજરે આવે છે. ક્ષયરોગ થઇ (બીડી પીવાથી) ઘણાકોનો નાશ થઇ ગયો છે અને ગળામાં ચાંદી પડી ઘણાકોનાં મરણુ થયાં છે. જ્યારે છેવટે પોતાના પ્રાણનો નાશ કરનાર એવી બીડી કયો હીનભાગી માણુસ પસંદ કરશે ? આટલાં બધાં નુકશાન છતાં પણુ ત્યારે સારા વીદવાન ડોકટરો, બેરીસ્ટરો વકીલો, અને શેઠ શાહુકારો શા માટે બીડી પીતા હશે તેનો કોઇ સવાલ કરશે તો તેનો જવાબ ફકત એટલામાંજ આપી શકશે કે તેઓને ઘણા વખતથી પડી ગએલ ખોટી આદતો. વળી સીગારેટ કાગળની બીડી પાંદાની બીડી વીગેરેમાં ઘણા ભાગે સરખુજ નુકશાન છે અને તેથી જુદુ જુદુ બોલવાથી વીષય વધી જાય માટે આટલામાંજ સમજી લેવું

પ્રખ્યાત નાટકવાળા પણુ કહે છે કે, તમાકુ ના હડહડતા વ્યસ-

નથી તો કઠોર જાડો ખોખરો અને જેનો ઘાંટો ખોખરો થયો હશે તે પણ શાક્ષી પુરશે કે તમાકુ ઘાંટાને બગાડે છે, હવે કેટલાક બીડી પીનારા શોખીનોને મેં એમ કહેતાં સાંભળ્યું છે કે બીડી પીવાથી ખાધેલું પચન થાય છે. દસ્ત સાફ આવે છે. હવે કહો વાંચકો કે આ અનુભવી નાટકો વારા ખરા કે અજ્ઞાન બોલનારાઓ ખરા. આટલું નુકશાન છતાં પણ બીડી છોડતા નથી અને હજુ આપણી નવી પ્રજા તેમાં સપડાતી જાય છે. આ લેખ લખવાનો મુળ ઊદ્દેસ જેઓ ઉમર લાયક હોય તેમને બીડી છોડવાનો અને જેઓ નાની વયના હોય તેઓને તે લતમાં પડતાં અટકાવવાનોજ છે. કેટલાકતો ખાતાં બીડી સુતાં બીડી, પથારીમાંથી ઊઠતાં પણ બીડી કામ કરતાં બીડી એમ વારેઘડીએ બીડી પીધાથી ક્ષય રોગરૂપી કાળને જાણે બોલાવતા ના હોય તેમજ ભાસે છે, માટે પ્રીયવાંચકો આવી નઠારી ટેવથી મુક્ત થઇ શરીર બુદ્ધી અને પૈસાનો બચાવ કરો.

કેટલાકોનું સમજવુ એમ છે કે તમાકુ ખાવાથી દાંત મજબુત થાય છે પણ જો તમાકુ દાંતને મજબુત કરી શકતી હોત તો ચાલીસ પચાસ વર્ષની અંદર દાંત ખવાઇ જાય છે અને પડવા માંડે છે તો તે દાંત તમાકુ ઘસવાથી નજ પડવા જોઇએ. આપણને બતાવી આપે છે કે તમાકુ નુકશાન કરતા છે માટે હવે કોઇ રીતથી તમાકુ ફાયદો કરતી હોય તેમ લાગતું નથી. બીડી વીષે મારી અલ્પ બુદ્ધીથી જે લખાયુ તે લખ્યુ છે તેમાં મારી ભુલો ઘણીજ હશે તો હું વાંચકોને નમ્રતાપુર્વક અરજ કરૂ છું કે તે દરગુજર કરશો. પ્રીય વાંચકો આ લેખ ધ્યાનમાં લેઇ તમાકુ નામે ખાવાથી તેમ પીવાથી નુકશાન છે તેથી બંધ કરવા કોશીસ કરશો એજ અરજ

**લેખકઃ–કેશવલાલ સોમાલાલ શાહ.**

**દ. શા. અંબાલાલ છગનલાલ સુતરીઆ.**

**મુ હલહરવાસ.**

# અગાઉથી ગ્રાહક થનાર ગૃહસ્થોનાં નામ.

| પ્રત. | નામ. |
|---|---|
| | **હલદરવાસ.** |
| ૬ | ભટ અંબાલાલ મનસુખ. |
| ૫ | શાહ છોટાલાલ મોતીચંદ હોટલવાળા |
| ૫ | શાહ હીરાચંદ ભાઇચંદ અનાજના વેપારી. |
| ૫ | ,, અંબાલાલ મગનલાલ શંકર |
| ૫ | ,, મણીલાલ મગનલાલ પહાડીવાળા ઘીના ગાડવાના વેપારી |
| ૫ | ભાવસાર નરોતમ ગીરધર |
| ૫ | શાહ અંબાલાલ ફુલચંદ |
| ૫ | ડોકટર રેવાદાસ પી. શાહ. |
| ૫ | પ્રોફેસર એમ. બી. શાહ |
| ૨ | શાહ મોલાલ જાદવ |
| ૨ | ,, મોતીલાલ છગનલાલ રીંઝોલવાળા. |
| ૨ | ,, મોલાલ સીવલાલ પીતાંબર |
| ૨ | ,, ચતુરદાસ ભાઇચંદ |
| ૨ | ,, છગનલાલ ગોપાળદાસ ઘોડાસરવાળા |
| ૨ | દરજી બેચર ઓતમ |
| ૨ | બ્રહ્મભટ હીમતલાલ લલ્લુભાઇ સોજીતરીઆ |
| ૨ | શાહ છોટાલાલ ચતુરદાસ |
| ૨ | ,, નાથજીદાસ મથુરદાસ સરખેદવાળા |
| ૨ | ,, ભગવાનદાસ હરગોવનદાસ કાપડના વહેપારી |
| ૨ | ,, બ્ર. અંબાલાલ બા. જમીનદાર. |
| ૧ | શાહ ગોરધનદાસ છગનલાલ |
| ૧ | ,, પ્રેમચંદ પાનાચંદ |
| ૧ | ,, છોટાલાલ હરીવલ્લભ |
| ૧ | ,, આતમદાસ કારીદાસ |
| ૧ | ,, ભોગીલાલ લલ્લુદાસ |
| ૧ | ,, જેચંદદાસ છોટાલાલ |
| ૧ | ,, વીઠલદાસ છોટાલાલ |
| ૧ | પંડયા ભોળાનાથ ચુનીલાલ |
| ૧ | પટલ બેચરદાસ ચતુરદાસ |
| ૧ | પંડયા અંબાલાલ શંકર |
| ૧ | પુન્તરી રામચંદ્ર કીરપારામ |
| ૧ | ભાવસાર આદિતરામ પુરૂષોતમ |
| ૧ | શા. છોટાલાલ વ્રજલાલ |
| ૧ | ,, જેચંદદાસ જેઠાલાલ |

| પ્રત. | નામ. |
|---|---|
| ૧ | શા. સાંકરચંદ સાંમર |
| ૧ | ,, ગોરધન શીવલાલ |
| ૧ | ,, મગનલાલ ગોપાળ પહાડાવાળા |
| ૧ | ,, અંબાલાલ છોટાલાલ |
| ૧ | વ્યાસ ચુનીલાલ મનસુખ |
| ૧ | શા. માંલાલ પ્રભુદાસ |
| ૧ | ,, મોતીલાલ પીતાંબર |
| ૧ | ,, ચુનીલાલ મગનલાલ |
| ૧ | ,, ભોગીલાલ ભાઇચંદ |
| ૧ | ,, મનસુખદાસ મોતીચંદ |
| ૧ | ,, છોટાલાલ પ્રેમચંદ |
| ૧ | ,, દામોદર વીઠલ |
| ૧ | ભા. શંકરલાલ પુરસોતમ રંગાટીના વેપારી |
| ૧ | શા. જેઠાલાલ માંલાલ પે. આ. |
| ૧ | ,, ચીમનલાલ છોટાલાલ |
| ૧ | ,, ડાયાલાલ દામોદરદાસ |
| ૨ | ,, રતીલાલ સીવલાલ |
| ૧ | ,, મણીલાલ મગનલાલ |
| ૧ | ,, મણીલાલ ગીરધરદાસ |
| ૨ | ,, મણીલાલ છોટાલાલ |
| ૧ | ,, સોમાલાલ મુરજી |
| ૨ | ,, અંબાલાલ હીરાચંદ વીઠલ |

**ગામ સજોદ.**

૧ શા. અં. જ. લસુદરાવાળા પે. આ.

| પ્રત. | નામ. |
|---|---|

**છીપીઆલ**

૧ શા. ગોરધન ગોકર
૧ વ્યાસ. ડાયાલાલ રામશંકર.

**પીઠઈ**

૧ શા. છોટાલાલ મગનલાલ

**કઠલાલ**

૧ શા. છોટાલાલ કેવળદાસ
૧ શા. મગનલાલ ગોરધનદાસ
૧ જોસી હીરાલાલ સાંમળ. હોટલવાળા
૧ મેતા. કેશવલાલ ત્રીભોવનદાસ.
૧ શા. મોતીલાલ ભાયચંદ
૧ ઠકર. મોતીલાલ વલ્લવદાસ
૧ ભા. ઇશ્વરલાલ મોતીલાલ
૨ શા. જેઠાલાલ મોતીલાલ
૧ શા. અંબાલાલ ભુલશાહ.

**ઉમરાવતી.**

૧૦ શા વલ્લવદાસ ગોવીંદજી દરશાલીવાળા

**ભાંનેર.**

૨ શા. પુંજાલાલ ઇશ્વરદાસ
૧ શા. મણીલાલ રણછોડદાસ

**નાની ખડોલ.**

૨ શા. મણીલાલ બાપુજી
૧ શા. શંકરલાલ ચુનીલાલ

| પ્રત. | નામ. |
| --- | --- |

### ચાંપલા

૩ ઠકર. સોમાલાલ મોતીલાલ
હલદરવાસવાળા.

### અમદાવાદ.

૧ શા. કેશવલાલ મોલાલ
કાંણીઆલવાળા

૧ શા. રમણલાલ મણીલાલ

૧ શા. મણીલાલ દ્વારકાંદાસ
બદરપુરવાળા.

૧ શા. કેશવલાલ પ્રેમચંદ
આંતરસુબાવાળા.

૧ શા. ફુલચંદ નારણ.
૧ શા. ભોગીલાલ ચુનીલાલ
૧ શા. અંબાલાલ મથુરદાસ
૧ શા. શંકરલાલ મગનલાલ
બદરપુરવાળા.

### મેમદાવાદ.

૧ શા. મોલાલ હીરાચંદ
૧ શા. ચુનીલાલ ડાયાલાલ
૧ શા. સોમાલાલ અમૃતલાલ
૧ શા. સંકરલાલ છોટાલાલ
૧ શા. ગોરધનદાસ મગનલાલ
૧ શા. છોટાલાલ મુરજીદાસ
૧ શા. સાંકરચંદ ભોગીલાલ
૧ ભઇયા મોહનલાલ સુરજલાલ

| પ્રત | નામ |
| --- | --- |

### અલીણા

૨ શા. મણીલાલ માંણેકલાલ

### ઘોડાસર

૧ મેતા. મણીલાલ છોટાલાલ
૧ શા. ચતુરદાસ ત્રીભોવનદાસ
૧ શા. બેચરદાસ લલ્લુદાસ
૧ મેતા. મણીલાલ હરીવલ્લવ
૧ કોઠારી મોહનલાલ લલ્લુ
૧ શા. ડાયાલાલ અંબાલાલ
૧ શા. સાકરચંદ અંબાલાલ
૧ શા. જીવણલાલ જેચંદ
૧ મેતા. ડાયાલાલ નાથાલાલ.
૧ મેતા. મોહનલાલ દલસુખ
૧ શા. ઉગરચંદ પુન્જાલાલ
૧ શા. જેચંદદાસ મગનલાલ
૧ શા. સનાલાલ છોટાલાલ
૨ શા. અમૃતલાલ મલુકચંદ
ગાડવાના વેપારી.
૧ શા. હરીવલ્લવ હીરાચંદ
૧ શા. ચુનીલાલ ગીરધર

### નવસારી

૨ શા. ગોરધનદાસ છગનદાસ
બદરપુરવાળા

| પ્રત. | નામ. |
|---|---|
| | **હુળદરવાસ.** |
| ૨ | શા. આદાલાલ મંગળદાસ |
| ૨ | શા. ડાહ્યાભાઇ પાનાચંદ |
| ૨ | શંકરલાલ પ્રેમચંદ. |
| ૨ | સુતાર સોમનાથ જીવા |
| ૧ | શા. અંબાલાલ મુરજી |
| ૧ | સુતાર શીવા ઇશ્વર. |
| ૧ | શા. સોમાલાલ ચુનીલાલ. |
| ૧ | પડંયા કાન્તીલાલ લલ્લુભાઇ |
| ૨ | બારૈયા હમીર પથાજી |
| ૧ | શા. જેચંદ શીવલાલ |
| | **બહરપુર.** |
| ૫ | શા. અંબાલાલ છોટાલાલ |
| ૧ | શા. જયચંદ દામોદર |
| | **ઘોડાસર.** |
| ૧ | શા. ભોગીલાલ મગનલાલ. |
| | **કેંબલાકાણીએલ.** |
| ૧ | શા. રણછોડ પાનાચંદ |

| પ્રત. | નામ. |
|---|---|
| | **મહુધા.** |
| ૫ | શા હીરાચંદ મુળજી ઘોડાસરવાળા. |
| | **બાણુર** |
| | કારકુન મંગરદાસની મારફતે |
| ૨ | શા. મગરદાસ છગન |
| ૨ | સોમાલાલ નાથજી બારીયાવાળા. |
| ૧ | શા. માણીલાલ નાથજી પે. આ. ઝંડા. |
| ૧ | મી. મોહનલાલ મથુર આંતરસુબાવાળા |
| | **અમદાવાદ.** |
| ૧ | શંકરલાલ કેશવલાલ |
| | **મુંબાઇ.** |
| ૫ | શા. ચતુર્ભુજ ઇશ્વરદાસ, દેસાઇ હુલદરવાસવાળા |

# દિન દુખિતા મળવાનું ઠેકાણું

## ત્રણે પ્રસિદ્ધ કર્તાઓ

## પાસેથી મળશે.

# જાહેર ખબર.

---

આ પરથી સર્વે સુજ્ઞ ગ્રહસ્થોને ખુશ ખબર આપવામાં આવે છે કે, અમારી તરફથી લખાતું

નૉવેલ નામ

## પ્રેમનું પંખી.

હવે તૈયાર થવા આવેલું છે તે લગભગ હજી દીવાળીના તહેવારોમાં બાહાર પડશે માટે જે મેહેરબાનોને ગ્રાહક થવું હોય તેમણે પોતાનું નામ તાકીદે નીચેના સરનામે લખી મોકલવું. પુસ્તકની કીંમત ફકત રૂ. ૧) એકજ રાખવામાં આવેલ છે. પુસ્તકના પ્રમાણમાં કીંમત ઘણીજ જુજ છે.

મગનલાલ મોતીરામ પાઠક

મુ. બદરપુર—તા. દહેગામ.

(ઉત્તર ગુજરાત) પોસ્ટ—બહીયેલ.

શા. કેશવલાલ સોમાલાલ.

હલદરવાસ—વાયા મહેમદાવાદ.

શા. અંબાલાલ છગનલાલ સુતરીઆ.

હલદરવાસ.